તાફા ગમત આપનાર

# ગુજરાતી નાટક.

ગુજરાતી લોકોની ગમતને સારૂ

પ્રસિદ્ધ કરનાર.

ભવાનીશંકર શંભુરામ મેહેતા.

અને

રતનચંદ કાળીદાસ ઓસવાળ.

અમદાવાદ મધ્યે

શરૂપચંદ દલીચંદના છાપખાનામાં

છાપ્યું.

ઠેકાણું માણેકચોકમાં કાગદીઓળની સા-
મે શા૦ હીરાભાઇ પુંજાશાના મકાનમાં,

સને ૧૮૭૨.

કિમત ૬ આના.

# પ્રસ્તાવના.

દરેક મનુષ્યને ગમત મળવી જોઇએ અને તે મળવાથી મન એટલું તો પરફુલીત થાય છે કે તેનામાં વિચાર શક્તિનો વધારો થાય છે. ભવઇ ને નાટક એથી પણ એક જાતની ગમત મળેછે. ગુજરાતી લોકોને દક્ષણ તરફના હિંદુ નાટકકારો આ પ્રાંતમાં આવ્યા નોહોતા ત્યાં સુધી ભવાઇની ગમત મળતી હતી. હિંદુ નાટકકારો આવવા લાગ્યાથી બરેજ ભવાઇયાઓની ભવાઇનો ધંધો ઘણે દરજ્જે મોટા મોટા શેહેરોમાંથી તો ભાંગી પડ્યો હોય એમ ધારી શકાય છે. હિંદુનાટકકારો ફક્ત છેલ્લા ફારસ વગર બધી મરેઠી ભાષામાં ગમત આપી શકનાર હોવાથી ગુજરાતીઓને પુરતો લાભ મળતો નથી. આથી ગુજરાતી ભાષામાં નાટકકારો થવા જોઇએ એવી ઘણાઓની અપેક્ષા છે. આ અપેક્ષા થોડા વખતમાં પુરી પડશે એવા ચિન્હ જ જણાય છે. તેને સારૂ ગુજરાતી ગ્રંથ કરતાઓએ એવા નાટકકારોને સારૂ નાટકો રચવા માંડ્યાં છે અમને પણ નાટકો જોવાનો શોખ હોવાથી ઘણી વખત હીંદુ નાટકકારોના નાટકો જોએલા પણ વડોદરા ખાતેનો એક ખાવો ગુજરાતી ભાષામાં જુદા જુદા ખેલ બારે કસરતોની સાથે કરે છે તેને, તથા તેનો એક શીષ્ય નામે હરજીવન જેને

આખા ગુજરાતમાં ફરવા માંડી સારી કીર્તિ મેળવવા માંડેલા તેના ખેલ જોવા ગયે તે સારી ગમત આપનારા હોવા થી અમોએ તે અનુક્રમે લખી કાઢી આ ચોપડી છપા વી ગુજરાતીઓની ગમતને સારૂ બહાર પાડી છે.



# ગુજરાતી નાટક.



વેશ ૧ લો.

કાહાન ને ગોપી.

તમાશગીરોના આગળ પ્રથમમા ગવઇયાઓ આવીને ગાયન શરૂઆત કરે છે કે તરત સુખાનંદ (મશ્કરો) આવી વીધ વીધ પ્રકારના વિચીત્ર ભાષણોથી હાસ્યરસ ઉપજાવે છે. અને કાહાનજી માહારાજને પધારવાને પ્રાર્થના કરે છે. કેટલીક વાર પ્રાર્થના કીધાને થાય છે કે તરત કાહાનજી હાથમાં વાંશળી લેઇ દરશન દે છે કે સુખાનંદ હાથ જોડી તેમની આગળ ઉભા રહી અરજ કરે છે કે માહારાજ આપ આ સેવકને "રાસ લીલા" કરી બતાવી બોધ આપવાને દયા લાવવી જોઇએ એમ કહી ચુપ રહે છે.

ગવઇઆ.

સાખી.

મોર મુગટ શીરપર ધરીઓ, મુખ મોરલી ધમ ઘોર;
ચંદ્રા બનકી કુંજમે, જે જે જુગલ કીશોર. ૧

ગીત.

હારે મથુરા તું લાગસ પ્યારી રે, વેળાસર થાને વહીરે;

ગોપી તારા શું છે મનમાંરે, વાલો મારો તેડાવે વનમાંરે;
અરે આંખડીએ કરી લે અંજનરે, મુખડે લે તુ મંજનરે;
હાંરે ચતુરા તું લાડસ ઘેલીરે, વેળાસર થાને વેલીરે.
અરે સાલુંડા પહેરને લીલોરે, તને મોહ્યો રંગ રંગીલોરે;
હાંરે બાવડીએ બાંધને બાજુરે, તને મોહ્યો છેલ છબીલોરે;
હાંરે ચતુરા તું લાડસ ઘેલીરે, વેળાસર થાને વેલીરે.

પછી ગોપીઓ બોલે છે.

ઓ લાલ ઘેર આવો, હુંવારી ઘેર આવો. થા થેઇ થા.

સુખાનંદ.

ગેલે ગેલે ગુંદરી, મથુરાંકો ખાસી કાહાન, કાહાન બજાવે બંસરી, ગોપીકુ આવે તાન. હે સામળીઆ ગીરધારી, તેરી નજર ભલી, સભાવાળા લોકકી પ્રીત ભલી, ગોરી ભલી ગોરીસેં રાખો હેત, હે સામળીઆ ગીરધારી, તેરી નજર ભલી કાહાનકો જગડો લાગ્યો, તેમ ઉડા નાદાન, બંસરીવાલા કાહાન, સામળીઆ ગીરધારી, તેરી નજર ભલી.

સુખાનંદના ગાઇ રહા પછી કાહાનજી વાંસલી વગાડે છે એટલે એક પછી એક ગોપીઓ આવે છે.

ગોપી—અલી ઓ બેન લલીતા! ક્યાં ગઇ, ચાલ આપણે કાહાનજી મહારાજની આરતી ઉતારીએ.

સુખાનંદ—અરે તમને ચાંપુ આંપલીતા ક્યાં ગયા બેન લલીતા આટલું બોલીને

એ ગોપીઓ એક પછી એક કહાનજીની આંરતી ઉ તારેછે, ને બોલે છે.

આંરતી.

જે જેરે જસોદા નંદનજી,મેં તો આંરતી ઉતારૂ મેરેલાલનજી,
જે જેરે જસોદાનંદજી, મેં તો આરતી ઉતારૂ મેરેલાલનજી.

ગોપીઓ આરતી ઉતારીને કંકુનો ચાંલો કરીને ચોખા ચોહોડે છે.

સુખાનંદ-તમે આ શું કરયું?
ગોપીઓ-અમેતો લાલજી મહરાજની આરતી ઉતારી.
સુખાનંદ-ત્યારે હુંએ મારા વાલજી કાકાનો આરતો ઉતારૂ.
ગોપીઓ-મેર મારા રોયા આતે શું બોલછે, આરતો કેવો
ને વાલજી, કાકા કેવા.
ગોપીઓ-ઠીક કરીને ઉતાર.
( સુખાનંદ હાથમાં ઘંટ વગાડેછેને આંરતી ઉતારેછે. )

આંરતી,

જે જેરે જસોદાનંદનજી, મેં તો આરતી ઉતારૂ મેરેલાલનજી

એટલું બોલીને

કાહાનજી માહારાજને કપાળે બોટો ચાંલ્લો કરી, ચોખા ચોડેલા ઉતારી લે છે ને ચાવે છે ત્યારે.
ગોપી-મેર મારા રડ્યા આ શું કરેછે?
સુખાનંદ-હું તો ચોખા ચાવું છું.
ગોપીઓ-એ ચોખા ચવાય કે?

સુખાનંદ-નમવાય તો શું કરાય? ને જો, હું ખાઉ નહી તો ચોખા વધી જાય. તો માહારા કાહાનજીને ક પાસે આજો થઇ ગયે કાહાનજીને હેરાન થઇ મરવું પડે.

ગોપી—સુખલા તારા નામ પ્રમાણેજ વેશડા કાહાડે છે-કે શું?

સુખાનંદ-ત્યારે હવે લ્યો રહ્યું, કછ ભુજનાં ગીત ગાઓ પછી કાહનજીના આગળ ગોપીઓ ગીત ગાયછે.

ગીત.

બાઇ પરદેશી પુના પાસે નતોને, બાઇ નતોને મેં સીદીરે, ગીપાંને છોડી નીદડીરે,જોબન લેહેરાં લેરે. જીરે પરદેશી પુના પાસે નતોને, બાઇ પરદેશ પુના પાસે નતોને.

સુખાનંદ-લ્યો! લ્યો!! ઘાંટો બેસી જસે આ કેળાંની લાણી એટલે બાઇને તાજાં થશો, ત્યારે ગવાશે.

મોટી-આ સંચળને આપો.

સુખાનંદ-સંચળ કોને આપું?

મોટી-મેર રડ્યા, સંચળ શેનો, આ સંચળબાને કેળુ આપ.

સંચળ-ના મારાતો પેટમાં દુખે, પેલી મારી શોકય નથી પેટ વધારી ઉભી છે તેને આપ.

સુખાનંદ-નવી વહુ!! આ કેળાંની લાણી લ્યો.

નવી-ના, મારે તો છઠો મહીનો જાય છે, તેથી કેળુ, ખવાય નહી. અમે તો હવે છપર પલંગમાં છાંના

માંના સુઇ રહીશું ને રોજ શેર ઘીનો શીરો ખાઇશું.

સુખાનંદ–આ ઉઘાડુ પાણી કયારે પીધું? જે આટલુ બધુ પેટ વધી ગયું?

નવીવહુ–મેર મારા પીટયા આવું શું બોલે છે, તુ તો વળી કાલો કાલો થઇને કાંચળીમાં હાથ ઘાલે એવો દેખાય છે, છાનો રહે હું તો લાજી મરૂ છું.

મોટી–સુખાનંદ, સરવેને નોતરાં દેઇ આવ, કહેજે જે મારી નવીબાઇને ઓળા ભયણું છે, તેથી રાખડી બાંધે છે માટે ગોળ ખાવા આવજો.

સુખાનંદ–નોતરાં દઉછે, મારી બાઇને છમાસીની રાખડી બાંધે છે, ને ગોળ ઘાલે છે, માટે માંડવો ખાવાં આવજો.

નવીવહુ–મેર મારા રોયા આવું આડુ કયાં વેતરે છે.

સુખાનંદ–આડું વેતરે દરજી હું કાંઇ દરજી નથી, તે વેતરૂં.

નવી–મેર રોયા તું છાનો માનો બેસી રહે, નહીતો તારા મોંમાં ધુળ ભરીસ.

સુખાનંદ–તારા જેવીજ માથે ધુળ ઘાલશે તો, બીજું કોઇ નહી ઘાલે.

નવીવહુ–ઓ પીટ્યા બુડથલ, ત્યારે તેં મને દમણ કાહાડવી ધારી છે કે શું?

સુખાનંદ–તમને એવું શાથી માલમ પડ્યું?

નવી-તો, જોને રોપા, આટલાં બધાંને નોતરાં દઇને મને ચોળાવવી છે કે શું.

સુખાનંદ-ના, હું તો રખીઆ નહી ચોળું પણ તમને, ચોળાવવી ધારી છે.

નવી-તારો બાપ રાઓડી ચોળીને બેઠો છે, ને તુએ પણ એની જોડે બેશીશ.

સુખાનંદ-તમે લોકોના હરામના માલ ખાધા છે, તેમાં તનેજ ચોળાવવી ધારી છે. ને મેં તો કોઇનું હરામનું ખાધું નથી કે હું ચોળુ.

(હવે નવી જાયછે, ને બે ગોપીઓ રહે છે.)

સુખાનંદ-વાણીઆનાં ગીત ગાઓ, પછી ગીત ગાયછે.

ખાંપણીઆ પછવાડે ખાપણીઓરે,
ખાપણીઆ પછવાડે તાજવાંને પાંછેરીરે;
ઉમરેઠ ગામના ઘોબીડા તેડાવોરે,
વાણીઆની દુકાનોમાં, ખડીઆને લેખણીરે;
હડધી રાતે મેળ તપાસે, ઓકાનો ભરીયોરે.

ગોપી અને કહાન કેટલાક ટખળ કરી જાય છે.



## વેશ ૨ જો—દક્ષણીયણનો.

એક જુવાન નવ જોબનના સ્ત્રી સહેત વસ્ત્ર પેહેરીને હાથમાં પેહેરેલા વસ્ત્રની કલ્લી ઝાલી લેહેકા સાથે નેનબાન મારતી પગમાં પેહેરેલા ઝાંઝરનો ઝણ ઝણણાટ કરતી આવી

નીચે મુજબ ગીત ગાયછે.

ગીત.

આઇ રોડ ખાવાહીલ તુલા ભવાની, આ. રોડ ખાવાહીલ તુલા.
સાસરા માઝા ફાર મારતો, હાથ પાઉ મોડુંદે ત્યાલા.
ભવાની આઇ રોડ ખાવાહીલ તુલા. ૧
નણંદી માઝી ફાર મારતી, તસે સ્તધટકા ત્યાલા.
ભવાની આઇ રોડ ખાવાહીલ તુલા. ૨
દીયર માઝા ફાર મારતો, તાપદેઉ જાઉલ ત્યાલા.
ભવાની આઇ રોડ ખાવાહીલ તુલા. ૩
નવરા માઝા ગાવચ ગેલા, તીકડુંન કબુતર આલા.
ભવાની આઇ રોડ ખાવાહીલ તુલા. ૪

સુખાનંદ–કોઇ તરેહવાર ખેલ કરીને, ચમત્કાર બતાવો એટલે આ જોનારા લોકો ખુશી થાય.

લ્યોને આ કરૂં. પછી પાંચ થાળીઓને, શળીઓ ઉપર ખેલ સરૂ કરે છે. પછી એક સોટી ઉપર થાળી ફેરવી પોતાના અંબોડા ઉપર ફરતી મુકેછે-અને બે હાથ માં બબ થાલીઓ ફરતી રાખી થાળીના કાના ઉપર ખેલ કરી બતાવે છે. પછી શોટી ઉપર ફરતી થાળી દરેક આંગળી ઉપર ફેરવે છે. એ ખેલ કરયા પછી મુઠી ઉપર થાળી મુકી ઉંધી ચતી કરી બતાવે છે. તથા હાથેલીમાં તથા પાંચ આંગળીઓ ઉપર ઉંધી ચતી કરેછે. બીજી એક મોટી થાળી એક સોટી ઉપર ફેરવી ઉં

ની ઉછાળી પાછી ફરતી સોટી ઉપર લેછે એવી બે ત્રણ વાર ઉછાળે છે. ને પછી સરવે સભાના લોકોને સલામ કરીને જાય છે.

---

## વેશ ૩ જો—મહાદેવનો.

સરૂઆતમાં ગવઇઆ "માહાદેવા માહાદેવા, ભોળા સંભુ માહાદેવા." ગાયછે. એક પુજારો આવેછે ને તે બોલેછે હર હર માહાદેવ, એક લાખ ફોજ ને હજાર લાખ તંબુ, એમ કરીને માહાદેવ પાસે જાય છે ને પગે લાગે છે. ત્યારે, માહાદેવ ઇસારત કરે છે કે તમે પરદક્ષણા ફરો, પછી બે ચાર વખત પરદક્ષણા ફરે છે ત્યારે માહાદેવ ગાળા આપેછે.

પુજારો—આને પાઘડીના પેંચમાં મુકુ?

માહાદેવ— ના.

પુજારો—અંગરખાના ગજવામાં મુકુ?

માહાદેવ—ના,

પુજારો—ત્યારે કોઠીમાં મુકુ?

માહાદેવ—હા.

પુજારો—ત્યારે કોઠીમા મૂકુ તો શું થાય?

માહાદેવ—જે હોય તે નાશી જાય.

પુજારો—ત્યારે તમારી પાસેજ રાખો. (પછી ગાય છે.)

હે જટાધારી હે જટાધારી, જોગીડા અમને મળીઆરે;
જટાધારી બાવળીઓ, અમને મળીઓ જટાધારી.

ભાંગડીકી રોટી કીધી, ભાંગડીકી દાળ;
ભાંગડીકા ભાત બનાયા, જમે ભોળાનાથ.
મારા ભોળાશંભુ જંગલમાં વશીયા, લેર કરો. (પછી જા પ છે.)

---

## વેશ ૪ થો—ફકીર-નાયકાનો.

સરૂઆતના આરંભમાં ફકીર આવી-નીચે મુજબ બોલે છે.
ફકીરોકા અલ્લા બેલીરે, અમારા તો હજરત બેલીરે;
સાંઈ અલ્લાઈ અલ્લા રે. ૧
ફકીરોકી અલ્લા રોટી, આદાલોકુ પીર.
મારચો મહમદ બગડો, હુવે દાવલ પીર;
ફકીરોકા અલ્લા બેલીરે, અમારાતો હજરત
બેલીરે, સાંઈ અલ્લા રે. ૨

## સુરતની લાવણી.

લગી ચોટ આશકકે દીલપર, ખુદા તવકલ આન બનિ;
લખ્યા લેખમેં નહી ટલનેકા, કરનહાર કીરતાર ધનિ.
બસ્તાહૈ એક દરિયાવ કિનારે, સુરત શેહેર બંદર બાંકા;
તરિ ખુસકિ આર હિંદ વિલાત, કુલ મુલકુંકા હૈ નાકા.
રહે ભલે સાહુકાર સોદાગર, અજબ રીવંદા હય બાંકા,
નગરશેઠકી બેઠી જીનકા, મુલકુમે પડ રહ્યા શાખા.
મલ ગિલ્યા લોક જમાં તા થા.

ચાલ.

એક તાપી ફીનારે માટકે ઉપર, નિત નાનેકું જાતીતી નાજના સુંદર ગોરા હુસન બન્યા ગુલપરી ખુલ્યા મુખ સંદર, એક પઠાન ખાસી દીલીકા સૌદાગર; ફેર એોબી ખડાથા આકર ઉસકે દીલપર. ફેર યું બની, અબ જાન ફેર યું બની. લગી. ૧

નાહાકર ધોકર ચલી જાદ ઘરકુ, ચંદ્રબદન જોબન માતિ; આશક હો મુસ્તાક આંનકર, ભિડાય ચલા અપની છાતી. પલ્લો પકડકર ખડી રખી, તું હમે છોડકર કાંહાં જાતી; ચલો હમારે સંગ નાજના, જાન ફીદા તેરે સાથી.

ઇતના સુનકર મુનજાતી,

ચાલ.

એકા એકી ચમકી કે બોહોત ગભરાઇ, ઉસ પઠાનકુ બલકાર ધુસેમે આઇ; તું સાંભળ મારી વાત મુરખ શીપાઇ, છે ભુડાં લક્ષણ નથી કે ભલમન સાઇ; તારૂં માથું જાશે કપાઇ, મોહોત કયું આઇ, હુઇ ફના ફની. અબ. લગી. ૨

મૂકી દેને તુ મારો છેડો, મુવા તરકડાં જારે પરો; મોટા બાપની હું છું દીકરી, લાજ આવે. છે થાય મરો; ઘડ કિલ્લા તો લિધા જાયછે, સાંભળ મારો સુકન ખરો; પરાઇ સ્ત્રી નથી લેવાતી, તુ માણસ છે એબ ભરચો; મને શાકિને કેમરે ખરો.

ચાલ.

મારા માઇ બાપ ભાઇબંધ ખબર સહુ થાશે, મારો મો-

ટા છે પરીવાર કુટંબ સહુ આવશે, તારી નશાનસમાં મ
જબુત મારસે ફાંસે, સોદાગર નામ નહી રેહસે ને હુરમત
જાસે, તારા તનપર પડશે ખાંસે, સાડસે માસે; થઇ છના-
છની. અપ. લગી. 3

કયા બનિએકી ઝુરીઅત રંડી, તે ડરાએ નહી ડરતે;
સેજ બાતમે માર હઠાઊ, સીર સાટે ઉપર ધરતે.
મેં સેલાની હુ મુલકુંકા, શેહેર જંગલમેં હમ ફિરતે;
બનિયા સનિયા ઢોલ ઢમકા, એ કુત્તે શાખ ગુન કરતે.
મેં હું સોદાગર સીરસ્તે.

ચાલ.

ચલ હોજા મેરે સંગ તુજે ના છોડુ, મેં પકડું ઢાલ તલવા
ર મારતા દોડુ, મેં હું લાખુમેં એક પકડ સીર ફોડુ, અબ
તુજસે નિસપત જોડુ, મુખ નહી મોડુ, લેઉ પડી અનિ. અ
પ. લગી. ૪

મુવા તારી શું અકલ ગઇ છે, એવી વાત નથી થાતી;
પરનારીના સંગમાં ડુબ્યા, રાવણ શા જોધા હાથી.
દશ મુસતક વીસ ભુજા હાથને, લક્ષ પુત્ર સવા લક્ષ નાતી
ધડ લંકાનો વાસો ખોયો, તેનો કોઇ થયો ન સંગ સાથી.
એમને ઘેર નહી દીવા બતી.

ચાલ.

શાખ ઉજડ થયો સંસાર મેહેલ ઓર મંદર, ભસ્માસુરકી
છઠ નહિ ખબર દુનિયાપર; એવા કંઇએક મારયા પડ્યા

કાંપતા થરથર, તારૂં નાક વાહાડી બેસાડુ ગધેડા ઉપર. ફે
ર મારૂં નામછે કેસર, જુલમ તારાપર, કરે ધનાધની. આપ.
લગી. ૫

તેરા નામ હયે કેસર. મેરા નામ તે જાફરખાં હુવા;
કેસર જાફર આપન એક હે, દોનુંકા એક મેલ ઉવા.
મેરા દીલ તેરેમેં પેવસ,જયું તિલ્લિમેં તેલ હુવા;
સુન સુંદર કેહે જા મુવા.

ચાલ.

હું હિંદુ ધરમ છઉ મોટી જાત ધરાની, તું મુસલમાન કંઈ
ગરત થાયો દીવાનો; છે તેગ બેગખાં નવાબ ગાજીપાનો, એ
નો હલાહોલછે રાજ મુલક પરઠાનો. તારો કાહાડી નાખશે
થાનો, થિયો ગસ્તાનો, પીઈ ભાંગ ઘણી. આપ. લગી. ૬

નવાપકા ક્યા ડર બતલાતી, નવાબણી હમકુ જાને;
કુઈએક બારિયાં કામ પડાહે, હમ ગાસુબ સુરમા પઠાને;
બડારાબાબ હોતા કરના, હિંદુકુ મુસલમાને;
તોડ કુફર ઓર પડોને કલમા, લાવો દિલ ઇમાને.
ઇતના સુન લગી પસતાને.

ચાલ.

શું ઝુરિપત તારી મુને લાગ બતલાવા, શ્રી પ્રભુનાથ દુર કરશે
ઝગડો આવા; હું આવી ફસીછું થયાછે કાવાદાવા, મારો છે
ડો દેને મુકી ઘેર દે જાવા; હવે નકી કદીની આવું નાહાવા,
મને દે જાવા, થઈ વાર ઘણી. આપ. લગી. ૭

ઇસ નદીપર નાને કેતે. અબ આશકી તેરીજ બલા;
બારા પાની ગરમ હમારે, ઘરમેં નાના તુજે ભલા.
કહી એક મેરા બાસી હોરમત, બેગમ ઉપર હુકમ ચલા;
કહી એક લુંડીબાંડી તુજકું નિત ઝુલામેં દેવે ઝુલા.
પ્યાર ક્યા હે બાસીહે સલ્હા.

## ચાલ.

કોઇ બલ્યો ઝલ્યો તારી બાંધી ઝોલી લોટો, શું મારે ગલે
આ પાપ આણીને ચોહોટો; નદીમાં નાહાવાનો ઘણો ઘરગછે
મોટો, દેવદરસનથી કાંઇ કટે પ્રાશ્ચીત ખોટો મારો છેડો
દેને તું મુકી કહું છું ના એંઠો, ગત કરે ગતી. અપ. લગી. ૮
કયું હુઝત બ કરતી હગને, શિર સાટે તુજકું ઘેરી,
ભલમનસાઇસેં હોજા આગુ, એહી બાત સુનલે મેરી.
હાથ પકડકર ઘરૂંગા ચુંગા, ક્યા હુરમત હેગી તેરી;
જો કોઇ તેરી ગોર કરેગા, ઓ દુશમન મેરા વેરી.
ઉસમાર ધરૂંગા ઘેરી

## ચાલ.

જઇ કહે રાગઇયા બડો સીપાઇ બાંકો, મેં આટલો ઝીઘો
તોય ન મનમાં ચુક્યોઃ એને ખુની આંખસુ, વાઘસોંજોકો,
ગને માલમ થઇછે કરશે રાબનો સોકો. એ મારા ઉપરછે
આકો, ગને લેઇ ચાલ્યો, હજી કેમ બની અપ. લગી. ૯
ઓરો ઉભો રેહે અપની અદબસે, હુરમતમાં થાશે ખામી;
સમો રાખ તુ તારા હાથને, ગને એકલે શુ પામી.

મારો બાપ છે શેહેર સુરતનો, નગરશેઠ મોટો નામી;
જાણ ખબરમાંથી તુને મારશે, કોન જુએ મારા સામી.
તારૂ કપાળ દેશે દામી.

ચાલ.

ફેર ભુંડી રીતશે તુને મારશે બનનમાં, ગુજરાત મુલક આધા-
ના બડો બન બનમાં, તુ બચીને કયાં જાઇશ પડ્યો છે
ફંદમાં, પીર પઠાન હસ હસા બાતાં બોલે મનમાં; મેરા ઇ
હાંસે ફૂતે કર તુજે જડુ કંચનમાં, ગુલ મોતી ઝવેર રતનમાં,
તુહી કુનદનમાં, હીરેકી કની. અય. લગી. ૧૦
સાંભળ મારી બાત સોદાગર, કુટુંબ તજુ તારે કાજે,
મારા ઘરમાં હું છઉ લાડકી, સઘલા મારાથી મો તાજે.
માણસ બઇરાં લોક પીયરનાં, મારી આગથી સઉ દાજે;
કુંવારી કન્યા વરસ બારની, નામોશી સારવે લાજે.
હું પરવશ પડી છઉ આજે.

ચાલ

તુમ તુમારી ચાદર મોં ઉપર ઓઢાઓ, ડોલીમાં બેસારી
અહીથી મને લઇ જાઓ; પાચ જામાને પેશવાદ મને પેહેરા
વો, તુમ તુમારા મુલ્લાં મારી કને ભેજાવાવો. પીર કલમા ધ
રમ બનાવો, છઉં નેકજાને. અય. લગી. ૧૧
મારી લાજ છે તમને ઝાઝી, મારા કહ્યામાં જાબ રેહેજો.
અહીથી પરાયા દેશમાં લઇ જાઇ, દગો કાંઇ મત દેજો.
સુણી સુંદરકી બાત પઠાને, ખુસીસું કર રણકું લેજો;

મેરે દિન ઇમાનકી સોગન કયા કરૂં સો વુગ કીજે.
આપ બચન મેરા સુન લીજે,

## ચાલ

ઉસ રાજી રજાસેં વાંસે સાથે આયો, કાજીકે જાકર સબ મજકુર સુનોવાયો; સુન કાજી હો ગયા ટંગનિકા પડવાયો, ખુરા બખતી મગલ ગાયો આનીઆની, ખુસબખતી મંગલ ગાયો, સુકર ભેજવાયો, અલ્લા હો ગની. આપ. લગી ૧૨
મરદા મર ગયા ઉનકુ, દિમ સારેમેં સહી કરકર;
જાબર જાસ્તકા પેડા ન્યારા, કયા તાગાત કોઇ કરે આસર.
કિસમત દાનાપાની લે ગયા, કયાં દિલ્લીકા સુરત બંદર;
જાનગ દિયાહે માઇ બાપને, કરમ રેખકી નહી ખબર.
જોના હેપસો અગર.

## ચાલ.

કહે શાહઅરી મોબતખાં બાતકી બાતાં, કવિ અલાબખ શા લશ્કરી સભામેં ગાતા; શેહેર ઊજાનકે દરમીયાન સબસેં માલ ચલતા, એ વુરેવાલા સુનછંદ દીલમેં જલ ભરતા, સરમસેં મરતા, દિલમેં ગભરાતા, અજબ એ બાનિ, આપ જાન અજબ એ બની. લગી ચોટ. ૧૩

## હુકાનું ગીત.

થોડી આગ લાવરે, મુજે હુકા પીલાવ;
આગ લાવ તમાકુ લાવ, લાવ થંડા પાણી;

આર ભાઇયોકી દોસ્તદારીમેં, હુકાકી મીજબાની;
થોડી આગ લાવરે, મીજે હુકા પીલાવ. ૧

હુકેમેં તો પાણી ડાલા, હુકા ગુડગુડ બોલે;
સવાગજકી નેહ બનાઇ, હુકા લીઆ તાણી;
થોડી આગ લાવરે, મીજે હુકા પીલાવ. ૨

ફકીર–ક્યું હે. તમ ક્યાં રેહેતેહો. તુમેરા મોં મેને દેખા નહી.
નાયકા–આપકી પાસ નજીક ફરતી હુંને.
ફકીર–હબ સેલપાની કરો તો અછા.
નાયકા–આપકી ખુસીમેં આહ સો બોલદો.
ફકીર–જરાસે હુકાપાણી ઓર, કસુંબા નીકાસો ઓર કુછ
મીઠાઇ બીઠાઇ મંગાઓ.
નાયકા–ઓહો! મેં તો ભુલ ગઇ આપકી કેસી ખબર હે.
ઓર કીસ તરેસેં ચલતાહે. ( ફકીરને પુછેછે. )
નાયકા–આપ કહાંસે આયે.
ફકીર–હમ દીલીસેં આયે.
નાયકા–કયા કયા લાએ ઓર કોનસા બેપાર કીયા.
ફકીર–એક અછી કાબુલી ઘોડી લાયા હું.
નાયકા–દુસરા કુછ મેરે ખાતર નહી લાયે.
ફકીર–હાં, હાં, લાયાહું; મેરી પાસહે.
નાયકા–કયા લાય હો. કયા કુછ અછી બંગડીઆં લાયાહો.
ફકીર–તંગડી લાયા હું, લો, આ પેન દેખો આતાહે કે નહી,
નાયકા–તુમબી એસે કે એસે રહે, મસકરી કયા કરતેહો.

ફકીર–અબ ચલો અપને બીજબાની કરીએ.

(પછી જાય છે.)

ગાજરકી તો તોપ બનાઇ, મુલીકા દરવાજા;
સકરીએકી તોપ બનાઇ. લડે ફીરંગી રાજા.

સોદા ફીર કફંગીર સાંઇ અલ્લાઇ અલ્લા દે.

હાથી ઉપર અંબાડીને, ઘોડા ઉપર જીન;
મરઘી ઉપર ડંકા બાજે, કલકત્તા લીઆ છીન.

સોદા ફીર કફંગીરે સાંઇ અલ્લાઇ અલ્લા દે.

છોકરેકુ ઇલ્લા ટીલ્લા, જુવાનીકી યારી;
બુઢાકુતો લાત મારી, ટટુકી અસવારી;

સોદા ફીર કફંગીરે સાંઇ અલ્લાઇ અલ્લા દે.



## વેશ ૫ મો—મારવાડનનો.

એક ગરભવંતી મારવાડણ ઘોડીયું તથા હાથમાં કોડીયું લેઇ તેમાં થોડા પુંઆ લેઇ તમાસગીરોના આગળ આવી ઉભી રહે છે.

સુખાનંદ–અરે તુ કાંહાંસી આઇ.

મારવાડણ–બાપજી, હું તો મારવાડથી ભુખે મરતી આવીછું.

સુખાનંદ–એ પેં કાંઉ કરચો.

મારવાડણ–બાપજી પરો મારો ધણી મર ગયો, તેથી ડકાળની મારી અહીં આવતી હતી. એવામાં મા-

રગમાં વેં ચોર લુટી.

સુખાનંદ-તું કાંઉ ખાંતી વેં આવી છું.

મારવાડન-બાપજી મેં તો લોટ ફાકતી વેં આવી છું.

સુખાનંદ-તને તારા દેશનું ગીત ગાતાં આવડે છે.

મારવાડણ-હા! બાપજી આવડેછે.

સુખાનંદ-તારા દેશનું ગીત ગાઇ બતાવ.

મારવાડણ-ગીત ગાય છે, અને પુંઆનો ફાકડો મારતીજા

અછે. ને બોલેછે.

ગાકા માણિકચંદજી હો, મેં તો મોતીચંદના વિવાહ આહોં!

એટલે લોક ખુશી થાય છે. એવી રીતે બે ત્રણ વ

ખત બોલે છે.

સુખાનંદ-વેં પરો તું બીજો સારો ગીત ગા.

મારવાડણ-હશીને, આહો! હા! હા! વેં સારો ગીત ગાણીં.

સુખાનંદ-હા! ગા.

મારવાડણ-ઉકડામાં ઘુમડી વાવી, બાવા મોટંગજીહો! કે

હેતી જાય છે ને ખુદો મારતી જાય છે.

સુખાનંદ-મારી કાહાડો રાંડને વેં ભીખારણ જેવી આવી

છે એટલે કુદકો કરીને નાશી જાય છે.



## વેશ ૬ મો—બાવાનો.

તમાસગીરોના આગળ બાવાજી આવીને ઉભા રહે

છે કે ત્યાં આગળ એક ડોશી આવીને ઉભી રહી નીચે મુ

જબ ભગત કરી રમુંજ ઉપજાવે છે.

માઇ-બાવાજી બાવાજી આપ કાંશી આયે?

બાવો-બોહત અગાડીસેં આયે.

માઇ-કાંહા જાઓગે?

બાવો-પતાલમાં.

માઇ-આપકુ કયા ચઇએ?

બાવો-લડુ.

માઇ-સબકુ દેનેવાલે દાતાર બેઠે હે. અને આપકુ કુચ એ. લા આડીઆ હે?

બાવો-સાડાસાતસેં ચેલા રખતાહુ. ચારસેં ચલતી આ કાસમે, સો દોઢસો પાતાલમે, સો દોઢસો અમેરી ધુણી કી પાસ, સો દોઢસો ચીલમ ભરલાતે હે.

માઇ-હાલ તુમેરી સંગમે કેતને ચેલે હે.

બાવો-પેહેલેકા નામ ગણાવું?

માઇ-હા ગણાવ.

બાવો-એકતો ચેતનીયા, ઓર દુસરેકા નામ બડમભારથી, ઓર તીસરેકા નામ નઓદગીર, ઓર ચોથેકા નામ ચમતગીર, ઓર પાંચમેકા નામ હરબગીર, ઓર છઠેકા નામ દોલતજાદા.

માઇ-એકકું તો બોલાવ.

બાવો-એક મેરે ચેતનીએકુ બોલાઉં. હરે બેટા ચેતનીયા હો. આતાહુ માહારાજ. બીજાને બોલાવેછે, ત્યારે

બડમભારથી બોલે છે. હબ તીસરેકુ બોલાઉ, અબે નખોદગીરહો.

માઈ–બાવાજી નખોદગીર કાયસે હુવા?

બાવો–સુનો માઈ, સોલશેર લાવતા આટા, ઓર ચારશેર દાળ, ઓર ચારશેર ચોખા, ઓર દોઢશેર ઘી, ઓર દોઢશેર ગોળ, ઓર ગાઈ સબકી ચટણી કર કર ખા જાતા હે.

ચેતનીઆ–તુમેરી સામને જોકર ખડા હુ માહારાજ કયા (કરૂ મેને ખેઠો રહ્યા કયું જાય.)

નખોદગીર–મેરા નામનખોદગીર પડાયા.

બાવાજી–એકબી ચેલા પડેલા હે?

નખોદગીર–હા, મેં પડેલા હુ, મેં કહુ અગારાં ગઢેડાં માં ભવાની હવેલીના પાંચમા માળની બારીએથા પડેલા હુ. (વાહા બાત પડેલા હે.)

માઈ–અપ તો જોગ બનકર આએ હોતો અમને આનંદ ભયા પણ એક પુછે ઈસકા સવાલસે, સવાલ, જવાબસે જવાબ મીલ્યા તો અછા નહી તો નાક, ચોટી કાન કાટકર, ચલ્લી કરકે દોડા દેઉંગી.

પેહેલી માઈ પુછેછે એ પછી બાવો પુછેછે.

માઈ–કોણ દેશ આયા જોગી, કોણ તુમેરા ભાવ; ધરતી તો હમારી ગા બનતો, કાંહાં ધરોગે પાઉ, થઈ થા. ૧

બાવો–ઉતર દેશશે આયા જોગી, પછમ હમારા ભાવ; ધર

તી તો હમારી મા ભિણતો, પાપી કે શીર પાવ. ૨

માઈ-કાયકે ખારતે મુડ મુડાયા, કાયકે ખારતે કંથા;
કાયકે ખાસ્તે ઝોળી પકડી, કાયકે ખાસ્તે ડંડા થેઇ થા. ૩

બાવો-ગુરૂ કે ખાતર મુડ મુડાયા, કાયા ઢંકન કંથા;
ભક્ષા માગન ઝોલી પકડી, કુતા મારન ડંડા થેઇ થા. ૪

બાવો-આસન બાંધું, સીગાશન બાધુ, બાંધું સુંદર કાયા;
જોગની જોગીશરકું બાંધુ, જોગ કાંહાંસે લાયા થેઇ થા. ૫

આસન છોડું, સીગાશન છોડું, છોડુ સુંદર કાયા;
જોગનાજોગેસર છોડુ, જોગ અગનસે લાયા રંડી જોગ
અગનસે લાયા થા થેઇ થા.

માઈ-હાંહાંરે તગ લોટ જાવ. ૬

બાવો-હાથી લોટે, ઘોડા લોટે, લોટે ગધાં ચાર;
મે કયા લોટુ બાળા જોગી, શીરનાહે સંસાર. થા થેઇ થા. ૮

માઈ-હાંહાંરે તમ લોટે જાવ.

બાવો-લાવર ઉડે, તેતર ઉડે, ઉડે જંગલકી હરણી;
મે કયા ઉડું બાળાજોગી, નવખંડ ધરતી શીરની. થા થેઇ. ૯

માઈ-વડ પીપલકે કેતે પાન, ધરતી મતા કીતે ધામ;
આભામંડળમે કીતે તારા, મેવલા બરસે કીતી ધાર. થઇ ૧૦

બાવો-વડ પીપલકે દોનું પાન, ધરથી માતા મારે ધામ;
આભા મંડળમા નવલખ તારા, મેઉલા બરસે અખંડ ધાર. ૧૧

માઈ-હાંહારે તુમ મેરા ચેલા.

જોગી-હાંહાંરે તું મેરી ચેલી.

માઇ-હાંહાંરે તું સુણ જોગીડા.
બાવા-હાંહાંરે તમ કેતે જાઓ.
માઇ-કોન તુમેરી સેજ ઢાળેગી, કોન કરેગી બાતાં; કોણ તુમેરા પાંઉ પખાલે, કોણ લાવેગી ભાતા. થઇ થા ૧૨
બાવા-રેન હમેરી સેજ સુવેગી, ઓરત કરેગી બાતાં; ગંગા અમેરા પાંઉ પખાલે, માતા લાવે ભાતા થઇ થા ૧૩
બાવા-તારાકે તેજમે, ચંદ્ર છપે નહી, દાતા છપે નહી, ગંગન આયા.

એ અમારા હાલતાખાં.

પ્રીત કરની સુજાણશે, પ્રીત હેવાનસે કેસી; છ માસ જેણે સેવલ સેવ્યા, જબ ચાંચ મારી જબ રૂ જેશી.
કવિ ગંગ કહે, સુણ શાહ અકબર છાસ મીઠી રૂ જેસી!

પછી બે મોભ ઉભા દાટીને તેના ઉપર આડો મોભ બાંધેલો હોય છે, અને તે મોભને બે લોઢાનાં કડાં તથા બે ડંડાને દોરડેથી બાંધીને ઉપરના મોભને ખુબ સકત-બાંધેલાં હોય છે. તેના ઉપર ઉલાંટ ગોલાંટની તથા કોઇના જોવામાં આવેલી નહોય તેવી રીતનીં તરેહ તરેહની કસરત કરી બતાવે છે ને આ કસરત જે માણસો એ દીઠી હશે તેમને સેલાઇથી સમજાશે.

### પરચુરણ ટપા.

રાજાનો કુંવર ગયો શીકારીએ, લાવ્યો શેર અચાર,
વણીક છોરૂ ખાઇ ગયાં, તમે પંડીત કરો વીચાર,

ગણીઘર મોલે પધારો.

સહી મૂખ ને સોમણું, ધનને નામેજ નામ;
તેની સગશા કેજો મારા ઠાકરો, ધુચ્યાશો ખાધું ગામ. મા૦
કે ગાથે ગારે મુખે ચરે, તોય મુખમાં ન આવે દાણો;
તેની સમશા કેજો મારા ઠાકરા, તમે પારકી બેઠીને શીદ માણો. મા૦
દરીઆ કાંઠે દવ બળે, ને દરીઓ કરે પોકાર,
ચતુર હોય તે ચેતજો, ને મુરખ કરે વીચાર. માણી૦
ભાઇ લગે ભરથારનો, જાયો સગી નનંદ બેટો,
એ મારા પીઉનો સાળો થાય છે, તું તો અગારો થાય છે બેટો,
માણીગર મોલે પધારો.

---

## વેશ ૭ મો—કજોડાનો.

### વેશમાં આવનાર માણસો.

| | |
|---|---|
| નાનો ઠાકોર વર. | ઠકરાળાં વહુ. |
| સુખાનંદ ઠાકોરનો સાંધો. | ઠાકોરની મા, ને ઠકરાળાંની મા. |

પહેલાં નાનો ઠાકોર આવે છે ને બોલે છે.

ઠાકોર—હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—આવી સભામાં ઉભા રહ્યા, તરવારે સુખ જોયાં, દુસમનના કરચા કડકા, દુખડાં સારવે ખોયાં. હે રંગલા.

રંગલો–હેરાજ.

ઠાકોર–ધોતી પોથાને સંદેશડો, વાંસા કેરો ખરજ આપે તો

ઢીના ના બીડીઓ, તે પંચવાનાં અસત. હે રંગલા.

રંગલો– હે, રાજ

ઠાકોર—માગન મેલે લુગડે, ને વેસ્યા જોબન હીણ, કાર-
કુન કામથી ઉતર્યો, એ ત્રણે દેશ દ્રણ. હે રંગલા.

રંગલો–હે રાજ.

ઠાકોર–ભાંગતો ભાળી, અફીણતો કપરો, દારૂ પીએ તેને

છાક ચડે, દુધ પીઓ રે માનવીઓ, દુધ પીધા કેડે

કાયા ઠરે. હે રંગલા.

રંગલો–હે રાજ

ઠાકોર–તેરે તઢીયા, ટાકરો, તોઢી બારે માસ, સોળે નર

નીપજ્યોતેની મેલો આશ. (આ વેશ લાંબો પોચાડવો

હોયતો બીભસ્ત કવીત બોલેછે.

રંગલો–હે રાજ.

ઠાકોર–અમારે ઘેર ચાર પરોણા આવ્યા.

રંગલો–કીયા કીયા.

ઠાકોર–એક ઠકરાંનો બાપ, ને એક અમારો સસરો, એક

ઠકરાળાંનો ભાઈ, ને એક અમારો સાળો.

રંગલો–એતો બના બ થયા.

ઠાકોર–ઓ બાઘોડના! તારીના કાન વઢાવું, ચાર થયા.

રંગલો–મારે કયાં સુધી જોવુ છે, લ્યોને ચાર થયા.

ઠાકોર—હે રંગલા ઠકરાળાંએ મગાવ્યું ખશેર ઘી, તો અમે
લાવ્યા ચાર શેર. ઠકરાળાંએ મગાવ્યો ખશેર ગોળ તો
અમે લાવ્યા ચાર શેર. ઠકરાળાંએ મગાવ્યો ખશેર લોટ
તો અમે લાવ્યા ચાર શેર, જમવાની વખત થઈ,
ત્યારે સઉને તો નાવાનાં પાણી આવ્યાં, અને અમ
ને પાણી કોણ આપે? અમે અમારે હાથ પગ ધો
ઈને બેઠા, સઉને પાટલા આવ્યા, ને અમને કોણ
આપે? સાવરણી ભાગેલી પડી હતી તે ગાંડતળે
લેઈને બેઠા, જાણે ઘરમા ધણી તો એજ. સઉને
થાળીઓ આપી, અમને કોણ આપે? પુંજો ભર-
વાનું ઠીકરૂં ભાગેલું પડ્યું હતુ તે લાવી મોંઆગળ
મુક્યું ને અમે તો બેઠા. ઠકરાણાએ ખમણો ઘુંઘટો
તાણ્યો છે હાથમાં ઘીની વાહાડી છે, ને રમઝમ ક
રતાં ઘી પીરસવા આવ્યાં, અને અમારી સાલી તો
દાડી આંખ કહાડી જોયું, એટલે અમારા તો ધો
તીઆં નરમ થઈ ગયાં. તેવારે ઠકરાણી બોલ્યાં. ઠા
કોર બેઠા પરોણાસાથ પણ જમશો અમારે હાથ
પાડોસણનું ડોખું છે તે પાઈ આવો, છોરા નહી
આપે તો છોકરાની આંખોમાં ફુલાં પડશે.

રંગલો—ઠાકોર જાતે છો નાના, ને છોકરાં કેનાં?

ઠાકોર—અમારાં.

રંગલો—મેર મારાભાઈ તમેજ જાતેજ છોકરા છોને.

ઠાકોર–હે રંગલા. અમે તો ઉઠ્યા. તળાવ હતું ઢુકડું, ડો બાને ઉડાડ્યું.

રંગલો–ઢુકડુ તે એટલું, ખેતરવાહ, બે ખેતરવાહ, ગામને ભાગોળે, એક ગાઉ, બે ગાઉ, કે એટલું?

ઠાકોર–ત્રણગાઉને તરખડે, અમે તો ઉઠ્યા. ડોબુ તો ઉતાવળુ હીંડે.

રંગલો–એટલું ઉતાવળુ, ચાર પગે દોડે ધમક ધમક ચાલે.

ઠાકોર–તોએ ઉતાવળ.

રંગલો–પણ હીંડે?

ઠાકોર–ખંત હાલે તો ડોબું હાલે.

રંગલો–તને ગરદન મારૂં તને ડોબાં. ઠાકોર તમે એમ કર્યું ઠાકોર.

ઠાકોર–અમે તો માથું દેઈને ઠેલવા માડ્યું ને બોલ્યા હું ડ, હું ડ. એટલામાં ડોબે અમારા માથા ઉપર છાણનો કરચો પાદળો. તેમાં અમે દટાઇ ગયા. એવામાં તારા પડીઆનું પુન તેથી ડોબુ મુતર્યું, તેથી છાણ ધોવાઇ ગયું, ને અમે ઢાલ તરવાર લેઇ "ઉગર્યા છીએ," એમ કેહતાં નીસર્યા. ડોબુ તો હીડ્યું તે તળાવમાં પડ્યું તે નીકળે નહી. ત્યાંરે અમે તેને સાદ દેવા માંડ્યા. ચાંદડીરે ઓંપ, તારૂં ભોડું પડે ભોંપ, ચાંદડીરે ઓહો, તને ખરખપારે ઓ. તોય નીકળે નહી. પછી જળપાતીઆં કર્યાં.

રંગલો-જળજાત્રીઆં તે શું? પીતાંબર પહેરવાં, કાસ પહેરવાં કે શું કરવું?

ઠાકોર-કાશ કાઢીને માથે મુક્યાં.

રંગલો-એમ કોઠાને કે નાગા થયા.

ઠાકોર-અમેતો તળાવમાં જઈ ડોબાંને આંગળી કરી, કે ઓપ કરતુ કે નાઠું. હીડ્યા હીડ્યા દરબાર ભણી ગયા. ભાભીઓના ટોળાં મળ્યાં. તે કહે, ઠાકોર તમારી આગળ શું? તો કે ડોબુ. ડોબા પાછળ શું? પુંછડુ, પુંછડા પાછળ શું? તારો બાપ કજોડેરાજ અમે. કે, રંગલા.

રંગલો-હે રાજ.

ઠાકોર-ચાલ્યા ચાલ્યા જઈએ છીએ. એવામાં એટલામાં મામીનાં ટોળાં મળ્યાં તેઓ પણ ભાભીઓની પેઠે પુછવા લાગી. એક રંગણી સી મામી હતી, તેણે કાંકરી લેઈને મારી. અમે તેથી શરમાયા. ભાગોળે આવ્યા ત્યાં ઢેડીઆનાં છોકરાં એપળી પંપળી રમતાં હતાં. અમે કહ્યું તમારીના કાન વઢાવું અમારાં લુગડાં ક્યાં છે? ઢેડનાં છોકરાં કહે, તમારે માથે જોતો. અમે જોયું તો માથે લુગડાં. રંગલા કેવું હસવું કર્યું?

રંગલો-ગાંડાઈ તો કરી.

ઠાકોર-હે રંગલા.

રંગલો–હે રાજા.

ઠાકોર–અમે તો ચુપે જઇને તરવાર તાણીને ઉભા રહ્યા,
ને કહ્યું તારીના કાન વઢાવું તારાઉપર ચઢ્યુ હતું
તે ક્યાં ગયું. જાઓ કોઠારજીપાસે અમને શું પુછો
છો; કોઠારમાં જોઇએ તો રોટલીઓના ઢગ હતા.

રંગલો–શેરનાં, બશેરની?

ઠાકોર–ઢગ.

રંગલો–ચાર શેરની, દશશેરની રોટલી?

ઠાકોર–પરાણે, પરાણે, બે રોટલીઓ-તેના કડકા કરીએ તો
ઠકરાણી મારે તેથી થાળી ખંખેરી તેનું અટામણ
ખાધું.

રંગલો–એટલે તે શું થાય?

ઠાકોર–ચોખાનાં હાલ્લાં જોયાં- તેમાં ચોખાના ઢગ જોયા.

રંગલો–સેર, બશેર એટલા.

ઠાકોર–ચાર ચોખાના દાણા હતા. તેના ઉપર કુતરાની
બગાઇ મેલી ઢાંકી મુક્યા હતા. બગાઇ હાથે લાગે તો ઠ
કરાણાં હાથ કાપી નાખે એતો માંથુ ધાલ્યું. માંથુ તો ની
કળે નહી ને ખરભડ ખરભડ થાય. ઠકરાણાં પાડોશીને
ઘેર માથુ જોવડાવતાં હતાં પાડોસણે ઠકરાણાને કહ્યું ત
મે લાવો દાતરડુ, અમે લઇએ સાંભલું. એ ખરભડ કર-
નારનું ધસીને માથુ વાઢીએ. અમે નાસવા લાગ્યા. વચ્ચે
આઓ થાંભલો, તેથી ચોખાનું હાંલ્લું તો ભાગી ગયું. ને

કોટે રહ્યો કાંઠલો. અમેતો ચોરે ગયા. સરખા સરખા ભાઇબંધ બેઠાછે, કસુંબા કાઢ્યાછે, તો વાલજીકાકાના સમ, લ્યો માલજી કાકાના સમ, એવું કહી રહ્યા છે. એ વાગાં અમે ત્યાં ગયા. અમે કહ્યું, ઠાકોર જવારછે. તેમણે પુછ્યું, ઠાકોર આ કોટે શું? અમે કહ્યુંજે; કેદાર માતા તે ઠાંકણ પેરી લાવ્યા. દેશ વીદેશ જાણીએ. સાંભળ સમાચાર મોરે લાલ, પેલી ગોળવાડથી અમો આવ્યા, અમારૂ નામ કજોડારાજા, આગળથી આવ્યા અમે, પછવાડેથી આવે ઠકરાળાં, તો મેળાવો કરજો તમે.

ઠકરાળાં.

નેણ પદાર્થ નેણ રસ, નેણે નેણે મીલંત;
અજાણ્યાસુ પ્રીતડી, પ્રથમ નેણ કરંત થેઇ થા થેઇ.
જીરે સનેહેડો નેણનો લાગ્યોરે, મેવાસી નેણનો લાગ્યોરે. તા થઇ તા થઇ.

એમ ઠકરાણી ગાયછે અને ઠાકોર તેના ગળામાં હાથ નાખવા જાય છે. ને તેના ગાલ આંબળેછે.

ઠાકોર—હે, રંગલા.

રંગલા—હે, રાજ.

ઠાકોર—લાવરે નેસરણી

રંગલા—શું કરસો?

ઠાકોર—ઠકરાળાંને ગાલે મારે બચી કરવી છે.

રંગલો—નેસરણી ક્યાંથી લાવું, લો મને બચી કરો.

ઠકરાળાં—ઠાકોરે ઘઉની રોટલી રે, માંહે માળવીઓ ગોળ;
નાનો નાવલો રે. તેડી જમાડુ મારા નાવલાને.
કાંઇક ખાઇને મોટેરો થાય. નાનો નાવલો રે.
બાઇજી તમારો બેટડો રે, મારી નણદી તમારો વીર
નાનો નાવલો રે.ચોખા મગની ખીચડી રે, માંહે
ગવરીનાં ઘી;નાનો નાવલો રે.

ઠાકોર—હે, રંગલા,

રંગલો—હે, રાજ.

ઠાકોર—આઘો પાછો ફરી, ઠકરાળાંને પુછે કે, તમે શેમ શે પધાર્યાં છો?

રંગલો—ભાભીજી, તમે શે કામે આવ્યાંછો?

ઠકરાળાં—તમને ખબર નથી, તમારૂ હૈયુ ફુટયુ છે?

રંગલો—તમારૂ હૈયું ફુટયું છે.

ઠકરાળાં—અમે તો ઠાકોરને રાડીએ આવ્યાં છીએ, ઠાકોરને વગોવા આવ્યાં છીએ.

રંગલો—ઠાકોર, તમને વગોવાને આવ્યાં છે.

ઠાકોર—ક્યાં, ક્યાં વગોવશો?

રંગલો—હે, ઠકરાળાં તમે ઠાકોરને ક્યાં વગોશો?

ઠકરાળાં—સરખી સાહેલીઓમાં; તાંબા પીતળનાં બેડાં લેઇશુ, રમક ઝમક કરતાં કુવાપર જઇશુ, ત્યાં ઠાકોરને વગોવીશુ. (એવી બ ચાર જાતનાં કહેછે)

રંગલો--ઓ કચરાળાં.

ઠાકોર—અરે હરામી ઠકરાળા કહેને.

રંગલો—ગોટા થાઓ તો ઠાકોર કહીશું.

ઠાકોર—હે, રંગલા, અમે કયાં વગોવીશું? સરખે સરખા ભાઇબંધ બેઠા હઇશું, રેઢીઆ કસુંબા કાઢીશું, ત્યાં ઠકરાળાંને વગોવીશું.

ઠકરાળાં—અમે ભાત આલવા જઇશું ત્યાં વગોવીશું.

ઠાકોર—અમે સાંઠે સાંઠે વગોવીશું.

ઠકરાળાં—વગોણાનું ગીત ગાય છે.

મારીરે અંબાજી માતા, હું માગુ ઘણા ઘણા માનજીરે;
નાનો સરખો મારો નાવલીઓરે, તેને હઇડે દેજો માતા સાનજીરે;
કરમે કજોડુ મારે બાહાર વગોણું, મારી સાહેલીઓમાં મેણું,
સાહેલીઓના મેણાથી મારો જનમારો કેમ જાય, મારો જનમારો
કેમ જાયરે તા થઇ તા થઇ.
ભાગોળે જઇને રાંઢવાં અમળાવે, ઘેર આવીને મને ગાળો બોલે;
આ પરણ્યાથી મારે કાંઇ ન સીજે, મારે તરખલાને તોલે. તા થઇ તા.
કજોડા સાથે કરશાન કીધી, માંહે ઉગ્યા ડાભ;
આ પરણ્યો મારી સેજે આવ્યો, તારી ફુટીએ પડીઓ આભ. તાથઇ.
નાનો સરખો નાવલીઓ, હાથમાં ઝાલે ભાલો;
આ પરણ્યાથી કાંઇ ના સીજે, મને પાડોશી ઘણો વાહાલો.
(ઠકરાણી ગાયછે) કરમે કજોડુ, મારે જુગમાં વગોણું;
સઇયરમાં મેણું, અરેરેરે દુખ કોને કહીએ, વખડાં ખાઇનેરે મરીએ.

ગા બાપાએ આટુ કીધુ, જોડુ નવ જોયું, સુખ સ્વપ્ને ન દીઠું,
જોબન મારૂ અકારે ખોયું, અરેરેરે દુખ હોને કહીએ, વખડાં
ખાઇનેરે મરીએ, સાસુ કહે સુણ વહુવારૂ, કાલ મોટા થાશે;
સેજ પલંગ મને સુળી લાગે, મુખડાં કરમાઇને જાસે;
અરેરેરે દુખ કોને કહીએ, વખડાં ખાઇનેરે મરીએ.
પાડોશીના સુખડા જોઇને, ભરાપછે હૈયું, વર બાળક કાં-
ઇ ન સમજે; છેક નાનેરૂ છઇયું. અરેરેરે દુખ કોને કહી-
એ; વખડાં ખાઇનેરે મરીએ.
બાવાજીની મઢીએ જઇને, પીએ ભાંગનો લોટો;
મુરખ અજ્ઞાની કાંઇ ન સમજે, પીટ્યા તારો વાપરો ખોટો.
અરેરેરે દુખ કોને કહીએ, વખડાં ખાઇને મરીએ.
સેજ પલંગપર સુવા જઇએ, ત્યારે મુવો મુખ મરડી સુવે;
હાથ ઝાલીને જરા બોલાવું, ત્યારે ઝાંઝેરૂં રૂવે.
અરેરેરે દુખ કોને કહીએ, વખડાં ખાઇને મરીએ.
ઠાકોર—હે રંગલા.
રંગલો— હે રાજ.
ઠાકોર—લાવ પેગડુ.
રંગલો—પેગડાને શું કરશો?
ઠાકોર—ઠકરાણાંની કેડે બેસીશું.
રંગલો—ઉભા, રોહો કહી આવું.

સાંભળોછો ભાભી આ ઠાકોર કેહે છે તમારી કેડે બેશીસ.

ઠકરાણાં-તમે ગાંડા થયા છો?

રંગલો-એતો કેહે છે કે, નહી બેસાડો તો રોઈશું.

ઠકરાણાં-લાવો ઘરમાં કોઇ દેખતું તો નથી!

રંગલો-માનવી હજારેક દેખે છે, તમે ને હું બે આંધળાં છીએ, એમ કહી ઠાકોરને તેની વહુની કેડ ઉપર બેસાડે છે.

ઠાકોર-હે રંગલા. હવે કોણ મોટુ, અમે કેવા દેખાઇએ છીએ?

રંગલો-જાણે માએ દીકરો કેડે બેસાડ્યો.

ઠાકોર-કેડે બેશીને વહુને તેના ઘરેણા વીગેરેનાં નામ પુછે છે. આ શું? કંઠી, વીગેરે કહી પુછી લોકોને હસાવે છે, ને છેલે છાતીભણી આંગળી કરી પુછેછે કે, આ, શું? ઠકરાણી જવાબ દેછે કે, એતો વીસામાછે.

ઠાકોર-એમાંથી શું નીકળે?

ઠકરાણાં-દુધ.

ઠાકોર-તો, અમે ખાવીશું.

ઠકરાણાં-ના ખવાય.

ઠાકોર-તો અમે રોઇશું.

રંગલો-કાંઇ કરતાં ખાવતા રહો!

ઠાકોર-હો, ઠકરાણાને દોવા ભેંસ, અને ચડવા ઘોડું આપ તો રહીએ.

(આ વખતે ભવાઇ કરાવનારા કાંઇ ભીખ માગે

છે તે લેઇ ઠાકોર કેડેથી ઉતરેછે.)

ઠાકોર–આગને મારે છે, કુટે છે, તે શું અમારે ઉપરાણું
નહી હોય?

રંગલો–હોય તો બોલાવો.

ઠાકોર–આવરે કજોડાની આઇ, તેની મા આવી કહેછે,
"આવી માટી જાઇ, મને ગામને ટેડે સાઇ, આવી
રે ડોસી આવીરે." તા થેઇ તા થેઇ.

ઠકરાળાં–આ ઉપરાણું કેનું આવ્યું?

રંગલો–ઠાકોરનું.

ઠકરાળાં–અમારે નહી હોય કે, ને અમારે તો આવડા
આવડા દાંત છે.

ડોસી–મને કોણે બોલાવી.

રંગલો–તમારા કજોડાએ.

ડોસી–ક્યાં ગયો મારા કજોડો?

ઠાકોર–આ રહ્યો.

પછી મા દીકરો મળે છે ને કજોડો પુછેછે કે પેલા
પાંચ રૂપીઆ આપ્યા હતા તે ક્યાં?

ડોસી–આ જોને મોટો રૂપીઆનો હીસાબ માગવા આ-
વ્યો છે, હું તો દ્વારકાં ગઇતી ત્યાં મને કાબે લુટી
લીધી. અને હવે અલ્લા એક બદામ છે.

ઠકરાળાં–ઠાકોર તમારે ઉપરાણુ આવ્યું છે તો અમારે ન-
હી હોય?

રંગલો-હોય તો બોલાવો.

ઠકરાળાં-આવરે રૂપઇયાની આઇ.

આઇ-આવી ગાડી જાઇ, મને ગામને પાંજે આઇ.

પછી ગોદાવરીની જાત્રાનું ગીત ગાય છે.

આજ મને વાહાલાં રે ગોદાવરી,

કામ કાજ વીસરયાં રે ગોદાવરી;

બે બદામનું ગોપીચંદન, ઉભુ ટીલું કરીએ;

રાગજી આપે રંડાપો તો, તીરથ કરતાં ફરીએ.

આજ મને વહાલાં રે ગોદાવરી.

પાંચ પાનાનું પતરાળુ ને, બે પાનાનો પડીઓ;

ગોદાવરીના સંગમાં તો, રાંડીરાંડો લડીઆ.

આજ મને વાહાલીરે ગોદાવરી.

એકે મુકયો રેંટીઓ ને; બીજીએ મેલી પુણી;

ગોદાવરીના સંગમા તો રાંડીરાંડો સુણી.

આજ મને વાહાલાંરે ગોદાવરી.

આઇ—મને કોને બોલાવી.

રંગલો—તારી દીકરીએ.

ઠકરાળાં—હું, આ રહી ગજો.

આઇ—આવ મા મળીએ.

પછી બંને ભેટેછે ને આઇ કહેછે, કરજો ને કાંગરજોમાં.

ઠકરાળાં--આઇમા તમે મને પેલું નાનું ઠેચણ જેટલું પ-

રણાંવ્યુંછે, તે મને દહાડે કજીઆ કરેછે, ને રાતે બોલાવા જાઉતો બોલતુએ નથી, ને બોબડાની પેઠે મારમાર કરેછે.

આઇ–રાતે મારેછે કે દહાડે?

ડકરાળાં—જો ગારૂ શરીર ફીકરમાં કેટલું બધુ ગળી ગયું! ગાટે જનઆ કજોડાને કાંઇ શિખામણ દો.

આઇ ઠાકોરની ભણી જાઇ ભાંડેછે, એટલે ઠાકોરના મા લડવા આવેછે, ને ખુબ લડેછે. પણ અંતે સલાહ કરેછે, ને બોલેછે કે, આવોને વેવાણ આપણે શાને વઢી મરીએ. ધણી ધણીઆણીની રાઢ, ને જવાસાની વાડ, ધણી ધણીઆણી રાજી, તો કયા કરે મીયાં કાજી. આવો આપણે તેલ ઘાલીએ, એક ડોસી બેશી બાજના માથામાં તેલ ઘાલેછે, ને વળી મશ્કરીઓ કરેછે, તથા ફટાણાં ગાયછે. ને પછી લડી ધૌંમધુમ કરી જતી રહે છે.



## વેશ ૮ મો—કાબાનો.

સરૂઆતમાં બ્રાહ્મણ આવે છે ને, રામ ભજો રામ ભજો, રાગ રાગ ભજો. એસા બેઇથા

બ્રાહ્મણ–હું બ્રાહ્મણ છું માહારાજ હું ગંગાપારી બ્રાહ્મણ છું મારો કાંઇ આટો કુટો થશે માહારાજ.

સુખાનંદ– હા ગામમાં જા ટેલ નાખ, તારો કુટો થશે.

બ્રાહ્મણ-વારૂ જજમાન રાજા ભગવાન તમારૂ ખુરૂ કરજો.
સુખાનંદ-ભગાભાઇ અમારૂ શું બુરૂ કરશે? ને ભગલો તો
આ ધાંધજો છે.
બ્રાહ્મણ-હું ટેલ નાખુ છું. (ગીત ગાય છે.)
ભટને કુંવારો કુંવારો કેહ છે, ભટને પીંતરાઇ મેણાં દેછે.
ભટને પરણાવવના કેમ ચાલે, ભટના મંદીરમાં કોણ મહાલે.
જેવા ચઇતર વઇશાના તડકા, એવા કુંવારા બ્રાહ્મણના ભડકા.
ભટના સસરાનું નામછે પંડ્યો, મને ખુણે ઘાલીને દંડ્યો.
ભટની સાસુનું નામ છે વાળી, રૂપીઆ માગે એક પાળી.
ભટની સાસુનું નામછે લાલી, એને ખારા કુવામાં મેં ડાલી.
બ્રાહ્મણ-માહારાજ મારો આટો કુટો પચો. ને હું રસોઇ
કરવા બેસુછું. ને ચોકા કરતા હું. માહારાજ તમેરા
મુલકમાં કાયકા ચોકા કરતેહો.
સુખાનંદ-ગાયકે ગોબરકા.
બ્રાહ્મણ-ગાયકા ગોબરકા છીરૂ છીરૂ ગાય તો ઘાસ ખાય,
કુસ ખાય-
વાંકા સુકા, ઉનકા ચોકા અમારા મુલકમાંનવી કરે.
સુખાનંદ-તબ તુમેરા મુલકમાં કાયકા કરતે હો?
બ્રાહ્મણ-માણસકા ગોબરકા.
સુખાનંદ-અરેરે તેરા નીઓદ જાવે સાલે, તુમેરા મુલક
બોત ખરાબ. છુ! છુ! છું!
બ્રાહ્મણ હાથે ચોકો કરતો હોય તેમ તેમ બાળાક

રે છે. ને બોલે છે નારાયણકા ચોકા કરો, નારાયણકા ચો કા કરો, ને કેહેછે કે નારાયણકા સનાન કરો.

સુખાનંદ–અરે શાલે એ પેલો નાયણો કુંભાર સુણેગો તો તેરેકુ પરદેશમે મારડાલેગા. માટે ઠીક બોલ. આ સાંભળીને પેલો બ્રાહ્મણ સ્નાન, ચોકો કરી પોતાનું દીલ લોવે છે. પગેથી લોહોતો લોહોતો ઉપર જાય છે, ને કેહે છે કે તમે ગુજરાતી લોક ખરાબ હો, તુમ મોહોકા તેજ પાંઉપર લાને હો હમતો નીચેકા ઉપર લાતેહે.

બ્રાહ્મણ– અબતો ભાખર બનાતાહુ, ને ખાવા બેસેછે ને કેહે છે, અબ કોઇ આવે તો મેરેકુ કેના નહી. દેખ ભાઇ, કુત્તા આવેગા તો મે નહીં ખાઉંગા, ને ભંગીઆ આવેગા તો મે નહીં ખાઉગા, ભીસ્ત આવેગા તો મે નહીં ખાઉગા, ને ફકીર આવેગા તો ખાઉગા.

સુખાનંદ–ટુકડા રોટી ડાલીયો.

બ્રાહ્મણ–કોન હે?

સુખાનંદ–કુત્તા આયા ઉઠ જા.

બ્રાહ્મણ–મે કાંગાપરી બમન હું, તે કુત્તેકે મોંમેસેં ખા જાઉ.

સુખાનદ– ટુકડા રોટી દીજીઓ.

બ્રાહ્મણ–કોન હે?

સુખાનંદ–ફકીર

બ્રાહ્મણ–ફકીરકી ઝોલીમાંથી ખાઇ જાઊ એસા હું.

સુખાનંદ-ટુકડા રોટી દીજીએ.

બ્રાહ્મણ-કોન હે?

સુખાનંદ-ઓ બીસ્તી તેરે ઘરમે પાણી ડાલનેકુ આયા.

બ્રાહ્મણ ઉસકા પાણી નહી હોના મેરા મુતર પીઊંગા.

સુખાનંદ-ટુકડા રોટી દીજીઓ.

બ્રાહ્મણ-કોન આયા હે?

સુખાનંદ-ભંગીઆ આયા.

બ્રાહ્મણ-ઊં ઊં હગને બેઠા હું ખાતા નહી. ભંગીઆકુ નહી દેઊંગા. ચલો ભાઇ અબતો જાતાહું, મેરેકુ દુવારકાં જાનેકા રસતા દેખાવ મેને સ્નાન કીયા, ખાયા, તઇયાર હુવા અબ મે જાઉગા, કોઇ રસતા-બતાવ.

સુખાનંદ-એક લંબા રસતાહે, ઓર એક ટુકા હે, એક દો ગહીનેકા, ઓર એક એક મહીનેકા,

બ્રાહ્મણ-મેરેકુ ટુકડરા હોય સો દેખાવ.

સુખાનંદ-ટુકડા મારગ પર ભોહે, હુવાં ઠાબા લોકલુટતે હે.

બ્રાહ્મણ-મેરેપાસ પીનરમલકા ઘોંસા હે, ને એક આલમ ઓર સાફી હે, ઓર મેરીપાસ પીનરમલકા એસા ઘોંસાકા મંતર હે કે, દુરથી દેખે ને લુંટ લેને મેરે ઇલમ કે જોરસી કોન લુટલેને વાલા હે.

સુખાનંદ-અમા નાસી જાનેરે, તારો કાબો આવ્યોરે.

આવી રીતે બે ત્રણ વખત ગાય છે એટલે કાબો

આવેછે. ને પછી ટીપણું-માળા-લોટાદોરી-લાકડી તથા તેના પછેડા વગેરે લુટે છે.

કાળો લુટ્યો એટલે બુમો પાડતો આવે છે. ને કહે છે જે મેરેકું રસ્તા બતાનેવાલા મર જાઇઓ.

સુખાનંદ- તેરા કયા ગયા? અંગો ભયો કે નંગો?

બ્રાહ્મણ-પાણી પીનેકા લોટા ગયા, કુતા મારનેકી લકડી ગઇ, રામ ભજનેકી માલા ગઇ, ચદર ગઇ, ટીપણા ગયા, રાબ મેકો શાલો લે ગયો.

સુખાનંદ-તુ અબ રોતોહે કાયકું, તેરા મંતર જંતર કહાં ગયા કે તેં લુટાયા. ને તુ બોલતાથા કે છુ મંતર કર દઉં.

બ્રાહ્મણ-અરે ભઇયા મેં તો ભુલ ગયા. સાલો કાળો મેરેકું મારને લગો. એસો કે મેં ભુલગયા, અબ આવે તો મારૂ.

સુખાનંદ-ભમા કાળો આવ્યોરે, ભમા કાળો આવ્યો.

પછી બ્રાહ્મણ છુ મંતરની ફુંકમારી તેને ધોંકા મારે છે એટલે કાળો મુએલાની માફક સુઇ જાય છે. ને તેના ઉપર લુગડું ઓઢાડી લાતો મારે તો પણ બોલતો નથી.

સુખાનંદ- અબ આ, એતો હિંદુ હે, ઉસકી ક્રીયા તો કર.

બ્રાહ્મણ-કયા કરૂં ઇસકે મોમેં મુત ડાલું.

સુખાનંદ—અબે બમણ, ઈસકી ઓરત બડી જબરી હે,
સો તેરેકું માર ડાલેગી.

બ્રાહ્મણ—મેરેકું ક્યા કરનેવાલી હે. (કાબી હાથમાં નાગી
તરવાર લેઇને શોકાતુર થઈને ગાતી આવે છે.)

મારી બાળીભોળીનો નાથ, કેને મારીલોરે; મારીલો.
મારા જંગલ કેરા નાવ, કેને મારીલોરે; મારીલો.

આવી રીતે ગાયછે ને ફરતી જાય છે. અને બ્રાહ્મ
ણ સંતાઇ જાય છે. પછી કાબી પોતાના ધણીપાસે જાય
છે ને તેના હાથ પગ વગેરે તપાસે છે ને પુછે કે તમે દા
ટ્યુંછે તે ક્યાં છે મને કેમ દેખાડ્યું નહી પછી બે ચાર
જણીઓ કુટે ને વીલાપ કરેછે.

## વિલાપ.

અરેરે મારા નાવલીઆ, મુને રઝળતી મુકી શીદ ગયો;
પણરે ભુંડા તારા માલખજાના તે ક્યાં ઉડી ગયા.
અરેરે તારે માળીવાંએ નથી, ને વળી વસ્ત્રાદીકે નથી;
પણરે તારા મારનારનું, તારા જેવુંજ થજો.

સુખાનંદ—હજુએ રાંડને તો, માલ ખજાનો જોઇએ છે.

પછી બેહાથે કુટેછે ત્યારે સુખાનંદ વચમાં બોલેછે
કે, હાય હાય, ઊંટ ઊંચુ, હાય હાય પુછડું ટુકું. (એટલે કા
બી)

કાબી—મેર રોયા મારેતો બધુ ખરાબ થયું ને તને
તો ઊંચુ નીચુ સુઝે છે. પછી છેડો વાળે છે.

બ્રાહ્મણ કહેછે કે, તું કાયકુ રોતીહે, મેરે ઘર
ચલને. એ ચોર મુએ સો અછા હુવા. રાંડ લોકોને લુ
ટવા શા શારૂ મોકળે છે, ને લોકને લુટી ઘરેણાં પ
હેરવાનાં લાવે તે કેવાં વાહાલાં લાગતાં હતાં. લુટ
નેકા અછા લગતા હે રંડી, ઘરમેં રખાહોતતો કોઇ
નહી મારતા.

કાબી માં ઉઘાડીને કહે છે

મારો નાવલીઓ કોને મારીયોરે, કોને મારીયો.

સુખાનંદ—અબ રંડી, તું કાયકુ રડતી હે, તેરા ધણીએ પેલા ગંગાપારી બ્રાહ્મણને લુટી લીધો તેથી તેણે છુમંતર કર્યા એટલે મર ગયા, અબ તેરે સાહેબો કર.

કાબી—તેં મારા ધણીને માર્યો.

બ્રાહ્મણ—ના મેં નહી, આણે માર્યો; કોઈ બીજાને બતાવે છે. કાબી તેને પકડવા જાયછે તેટલામાં બ્રાહ્મણ નાસી જાયછે. કાબી તેની પાછળ દોડેછે ને ગાયછે, 'કોને મારીલોરે મારા ઝટવારે' એમના એ બોલ ફરી ફરીને ગાયછે ને બ્રાહ્મણની પુંઠે દોડેછે. બ્રાહ્મણ પકડાયછે ને કહેછે, મને કયાં પકડયો હુંતો હજામ છું, તમાશો જોવા આવ્યો છું, હુંતો ઘાંચી છું, મશાલ ઝાલવા આવ્યો છું. કાબી માનતી નથી ત્યારે તે કહેછે હુંતો પીંજારો છું. ને મોડે પીંજાર બોલેવેછે; પછી કહેછે હું વાઘરી છું, દેવ દાતરને પોપટ આપવા આવ્યો છું.

કાબી—નહી તું બ્રાહ્મણ છે તારા કોટમાં જનોઈ છે. તેં મારા ધણીને મારયો. તુંજ મારનાર બીજો કોઇ નહી.

બ્રાહ્મણ—રોઇ પડે છે ને કહે છે મારો સબ લીનો તબ મેં મારો, મેરા સેર સોનો લીનો, સેર રૂપા લીનો, લઠી, કરબતી, ધોતી, પોઠી સબ લેગયો, તબ મે મારો.

કાબી—તારા સબ પીછા દઊં તો જીતો કરે?

બ્રાહ્મણ—હા મેરા પીછા દે, મેં જીતા કરૂં.

કાબી—લેરે બ્રાહ્મણ તેરી લઠીઆ લે રે, ધોતી લે, તેરી પોથી લે, પાણી પીનેકી કરબતીઆં લે, રામભજનેકી માળા લે, તેરા રૂપા લે, તેરા સોના લે, સબ તેરા આયો?

બ્રાહ્મણ—હા આયો. અબ એક ભંગીકુ બોલાવ કે આ

આકર એ ગડદાકુ ધસડ લે જાય ઔર દાટે. એગ કહી નાસે છે.

કાજી તેને પકડીને કહે છે રે મુંવા ડોંગા તેરા સોના રૂપા સબ પીછા દીયા અબ કીયું નહી જીતા કરતા?

બ્રાહ્મણ-મેરા થા સો મેરેકુ દીયા, ઈસમે તેરે બાપકા કીયા લીયા.

કાજી-મુવા તેરા કાં થા, તુંતો રોતોથો, તેરા સબ ડુલા થા.

બ્રાહ્મણ-લે જીતા કર દેતો હું.

કોઇપાસે એક પઇસો લઇ કાજીની આસપાસ ફરી ને કેહેછે અલ્લા બે અલ્લા, કાપુ તેરા ગલા, ઉઠે નહી તો કુટમારૂં, જોને મેંઢીબલા; ઉઠ ઉઠ પડા હોજા.

કાજી ઉઠી જતો રેહે છે ને વેસ પુરો થાય છે.

## વેશ ૯ મો પઠાણનો.

કોઇ ગામમાં એક નાગર બ્રાહ્મણ હતો ને તેની બાઇડી નાગર બ્રાહ્મણી હતી તે પોતાના ધણીને વશ કરવાને સારૂ ભગતી હતી. તેવામાં કોઇએ રસાલામાંના એક પઠાણને બતાવ્યો કે તેની પાસે વશીકરણ ખરે ખરૂ છે તેથી રોજ સાંજે આગર દહાડે તેના ધણીને દરસન કરવાનું નામ દેઇ તે પઠાણ પાસે જાય, ને વળી મીયાંભાઇતો એવાંજ કાંમ સોધેજ.

બ્રાહ્મણી--કયું હે પઠાણ સાહેબ.

પઠાણ--અછા. તુમ કાઇકુ આઇ હે,

બ્રાહ્મણી-શું કરૂં?મને નઠારા ખાવંદ મીલા જતા નહી.

પઠાણ-તુમને અમેરા કયા કામ હે

બ્રાહ્મણી-કુછ મુજકું છુ મં મારા ધણીને

ઠી કરી આપો કે જેથી તે વશ થાય.

પઠાણ—હા કર દઊંગા. ફીકર મત કર.

બ્રાહ્મણી—કબ કરોગે?

પઠાણ—મેં તો પા કલાકમેં કરદેઊ પણ મેં તુજકું કુછ કેહે શકતા નહી.

બ્રાહ્મણી—હા, હા જે હોય સો બોલદો.

પઠાણ—તીનસેં રૂપીયા ખરચ હોયગા. (એટલામાં)

એક દીવસ પઠાણ કસુંબા નીકાલતા ઉસ બખત પેલી બ્રાહ્મણી ત્યાં દોરો કરાવા જઇ ચઢી.

પઠાણ—લો જરાસેં કસુંબા તો પીયો.

બ્રાહ્મણી—નહી સાબ, મુજે અછા નહી લગતા.

પઠાણ—એમાં કાંઇ લોબાન થઇએગા

બ્રાહ્મણી—નહી, મેરેપાસ જડીબુટી અછી અછી હે ઇસ મેસી કરેદઊંગા. પણ અબી તમ કસુંબા પીતે કે નહી? હા, લાવ, જરા પી લેવે. (ને પછી પઠાણે ઓઠી આપી) ને પછી બ્રાહ્મણી પાછી ઘેર ગઇ.

એમ કરતાં કરતાં ઘણા દીવસ સુધી એવી રીતે પઠાણે દોરા બંધાવ્યા ને તેને આરાફીમાં તથા ગપા ગપીથા ગુલતાન કરી નાખી. ને પછી એક દીવસ પરાણે પરાણે પોતાના ભેગી ખાવાને બેસાડી એટલે થઇ ચુક્યુ ને પછી તો સાફ વટલાઇ ચુકી, ને ત્યાંને ત્યાંજ લાગટ એક બે દીવસ સુધી રહી, એટલે તેના ધણીએ તપાસ કરીકે ક્યાંડ જતી રહી. પછી તેના ધણીએ ત્યાં આવીને શોધી કા· એનું કાંઇ ચાલે નહી તેથી છાનો માનો ઘેર આ · કરવાનો વીચાર કર્યો. ને અહી પઠાણે પેલી ·વી કરી નાખી હતી કે તે પઠાણવિના બી ·રેજ નહી, આવી રીતે જોવાથી તેનો · કરેછે.

·નું ગીત ગાય છે.

સુંદર સુણો મેરી જાન, મારૂં દીલ લાગ્યું પઠાણશું;
પઠાણ દીલ્લીનો દીવાન, અમદાવાદનો ઉમરાવ; મારૂં. ૧
પેહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાંને ખાંડ;
પણ હવે રથઇ સુંદર તરકડી; જાણુ પુલાવનં નાન. મારૂં. ૨
સુંદર સુણો મેરી જાન, છેવડા કરૂંરે ખુરબાન;
ગોરી હોય નાદાન, પારીજાણી મારૂં માન. મારૂં. ૩
પાંચ રૂપીયા આપુ રોકડારે, કોઇ લશ્કરમાં જાય;
જઇને પઠાણને એમ કહે, સુંદર ખાન ન ખાય. મા. ૪
સોનીરે વાડામાં મારૂં સાસરૂં, નાગર વાડામાં રહીએ;
તેડારે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહાયે. મા. ૫
કે લીલુડા વાંસની ટોપલીરે, સુંદર દળવાને જાય;
દળતાં દળતાં માંડ્યાં રૂશણાં, લોટ કુતરાં ખાય. મા. ૬
હુંરે ગાડાસાની બ્રાહ્મણી, તમે દિલ્લીના શેખ;
ક્યાંયે જનમની મારે પ્રીતડીરે, પેલા તે ભવના લેખ. મા. ૭
લીલારે પીળા તંબુ તાણીઆ, ફરતી સોનેરી ઝુલ;
વચ્ચેરે બેઠીરે નાગરબ્રાહ્મણી, પરણ્યો ફાંકે છે ધુળ. મા. ૮
દેરાણી જેઠાણીનાં જોડવાંરે, હળી મળી પાનીડાં જાય;
પાળે ઉભો પઠાણ પાતળોરે, દેખી હરખ ન માય. મા. ૯
હાથમાં લાલ કમાન લટકતી, તાણી તાણીરે મારે તીર;
ફાલુડા વાગે રૂદીયા ફાટે, ના તાણશો મારાં ચીર. મા. ૧૦
શેરની વણુ સીતર રોટલીરે, પઠાણ પાતળીયો ખાય;
ભેળાંરે બેશી આરોગશુ, મનમાં હરખ ન માય. મા. ૧૧
આગળ સસરાજીનો ઘોડલોરે, મધ્યે દાગરને જોડ:
વચ્ચે પરણ્યા તારી ઠાઠડીરે, બેઠી જાઉ સમુદર બેં
અગર ચંદનનાં મંગાવું લાકડાંરે, તેની ખડક
સુંજારે કારણ તમે મરશોરે, બળશું આપ
સાહેબ—અછા પટાવલા એ કયા છે
પટાવાળો—ફરીયાદ ફરીયાદ બોલ
સાહેબ-કયા હૈ.

બ્રાહ્મણ–અમારી બુબુકુ પઠાણ લે ગયા હે.
સાહેબ–પટાવાલા, આ કયા બોલતા હે.
પટાવાલો–ઉસકી બુબુકુ પઠાણ લે ગયા હે.
સાહેબ–ઓગ્યા! એસા હુવા હે?
પટાવાલો–હા સાબ એસા હુવા હે.
સાહેબ–બગનીકુ બોલાવ.
પટાવાલો–સાબ, એ બગની આઇ.
સાહેબ–બુબુકુ તગ બોલો, કે તું કાહાં સુધી બમનકે ઘરમે રહી.
પટાવાલો—બમની, તું બમનકા ઘરમે કાહા સુધી રહી.
બ્રાહ્મણી–નાનાથી મોટી થઇ ત્યાં સુધી.
પટાવાલો–સાબ આતો એસા બોલતી હે કે નાનપણથી આજ સુધી રહી.
સાહેબ–અછા, અછા. સબ બમનકા માલ ખાકે હરાગ કીયા હે. પટાવાલા તુંગ ઉસકુ પુછો કે તેરી કેશી મરજી હે.
પટાવાલો–સાબ આતો એસા બોલતી કે મેં તો કુછ નહી કહેતી, ને પઠાણકુ જાઊંગી.
સાહેબ–અછા પટાવાલા, પઠાણકુ કેદ કરો એટલે ફીસે જાયગી.
હેડ–સાબ જાને દો, બમની બાત ગઢાણ હે?
સાહેબ–ગુસ્સે થઇને હાઇ યુ બધાડ મેન ગાંયી.
બમની–પટાવાલા હુંબી કેઃ : જાઊંગી.
પટાવાલો–સાબ એ બગાણી પઠાણકી સાથ જાયગી.
સાહેબ–એસા નહી હોવે ગા. બગનકી સાથ જાના.

—ooo—

**વેશ ૧૦ મો સાધુ નિ.**

આ દલગીરી, સદા મગનમે રહેનારે,
...ગીરી, સદા મગનમે રેહેનારે;
...ન ધોરા,

રાગ કોઇ દીન સીરો, કોઇ દીન પુરી;
કોઇ દીન ફકગ ફકા, સદા. ૨

પછી એક શેવક સાધુડીને પુછે છે કે આ આંધળી કોન હે.

સાધુડી–હો હે, કોઇ જીવ હે.

સેવક–જીવ તે કસા? ઉસકા કુચ નામ હોવેગા કે નહી?

સાધુડી–એતો, એ જગોપર ખાતાડ ને રેહેતા હે.

સેવક–એતો મેં હું ભી જાણતા પણ ઉસકા નામ કયા?

સાધુડી–સાલે તેરે કયા જરૂર, તું કુછ ખાનેકા દેતાહે તે તેરેકુ મેં કઉ, જા, જા, ગાંજા પીનેકે વાસી.

સેવક–હાં હા અલબત સમજ ગયા.

સાધુડી–અબે ઓ, સેતાનકે સાલે, કયા સમજ ગયા તું?

સેવક–એતો ઓહ, ગટ પટ.

સાધુડી લઠ લેઇને–શેવકને, અબે નખોદગીર, સાલે ગટ પટ તે કયા બોલા. ઉસકા ભેદ સમજા કર જા.

સેવક–અરે મારા બાપરે, મને જવા દો મારા તો પુરા ભોગ આવ્યા, ભોગ લાગ્યા તે તમારૂ ગટ પટનું નામ લીધું હવે નહી લેઉ.

સાધુડી–સેવકને એક લઠ લગાવી દીધો ને સેવક તો, એ કદમ ત્યાં પડ્યો, ને બુમો પાડવા માંડી ને ઘણા લોકો એકઠા થયા ને સાધુડીને ધમકાવવા લાગ્યા, ને લોહી નીકળ્યું.

સેવક–મેને ઉસકુ ગટ પટ કીઆ, જિસમે રંડીને લ
રા અબી તુમેરી ફજેતી સારા શેહેરમાં
આંધળીદા લાકડી ઝાલીને એકબાજ
સેવકને પકડે છે–ખડારે સાલે કાં
ગાંજા સુકા પી જાતા ને ચ
બતો તુજી ભાગ તેરી

સેવક–અંધાને એક બો

એમ કહી શેવક પોતાના બે ત્રણ ભાઇબંધને લેઇને ગયા.
બધા સેવક–આંધગાને કહે છે કયાં હે, નગદા, ગટ પટ
ચલતી કે નહી, સાલે સાધુ કે સેહેતાન.
સાધુડી–છીનાગાના ચલા જા નહી તો મારૂંગી લઠ તો
ઓપરી હો જાઇગી ફટ.

એમ કરતાં લડાઇ થઇ ને મારા મારીમાં આવ્યા, તેમાં એક જણને લોહી નીકળ્યું તેથી શોક કરચો ને પછી એક જણે કહ્યું કે આ લોહીવાળુ લુગડુ થયું છે માટે આપણી ફોજદારી થશે તેથી નદીએ જઇએ, એમ કહીને ગીત ગાયછે ને નદીએ જાય છે,

ચાલો રાંડો સાધુડાઓ, નદીએ નાવા જઇએરે:
બે પૈસાનું ગોપીચંદન લેઇને, લાંબા ટીલો તાણીએરે.
ગેરખ નાથના ગાદી ઉપર, મુડકી બેસાડીરે;
એનું માથુ મુંડ મુડાઇ, બોડકી બનાઇરે;

